અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# દહેજ અને વારસાધિકાર અંગે ઈસ્લામી દૃષ્ટિકોણ

ભારતના મુસ્લિમ સમાજમાં અસંખ્ય કુરિવાજો સમય પસાર થતાં અને અન્ય સમાજો, સવિશેષ હિંદુ સમાજ,ના પ્રભાવના કારણે પ્રવેશ પામ્યાં છે. આ પૈકી એક દહેજ પ્રથા પણ છે. આ કુરિવાજ કેન્સરની જેમ વ્યાપી ગયો છે અને તેણે સમાજને એવો લૂણો લગાડયો છે કે હવે ઈસ્લામના આદેશોનું સરિયામ ઉલ્લંઘન કરવામાં આવે છે.

દહેજની બદી હવે કોઈ એક વર્ગ પૂરતી સીમિત રહી નથી બલ્કે દરેક વર્ગમાં તે જોવા મળે છે. હદ તો એ છે કે જે વર્ગો મિલ્લતના નેતૃત્વના ઉચ્ચ સ્થાને બિરાજે છે તેમાં પણ આ બદી સંપૂર્ણપણે વ્યાપી ગઈ છે.

આમ તો દહેજ એક રિવાજ છે પરંતુ તેને લગ્નના તમામ ભૂંડા રિવાજોનું ઉદ્ભવસ્થાન ગણવું વધુ યોગ્ય ગણાશે. લગ્નના તમામ રિવાજો ઉપર જો દૃષ્ટિપાત કરીએ તો બધા જ ભૂંડા રિવાજોનો આરંભ દહેજથી થતો જણાય છે.

આમ તો દહેજ સંપૂર્ણપણે ભારતીય રિવાજ છે અને હિંદુ સમાજમાં તે પુરાતન કાળથી પ્રચલિત છે. આ જ કારણે હિંદુ પ્રણાલિકાઓમાં તેના કન્યાદાન જેવા વિવિધ નામો પણ જોવા મળે છે. પરંતુ "જહેઝ" મૂળ અરબી શબ્દ છે જે 'જહાઝ'નું બગડેલ સ્વરૂપ છે. આને મળતો આવતો બીજો એક શબ્દ 'તજહીઝ' છે. જેનો અર્થ મૈયત (મૃતક)ના કફન અને દફનની વ્યવસ્થા કરવાનો છે.

'જહાઝ'નું મૂળ રૂપ 'જહ્હઝા' છે જેનો અર્થ સાધન-સામગ્રી વગેરે તૈયાર કરવાનો છે. વધૂ (નવોઢા)ના મકાનના સાજ-શણગારને **જહ્હાઝ અલ બયતુલ ઉરૂસ** કહેવામાં આવે છે. દુલ્હનને તૈયાર કરવા માટે અને તેની સાધન-સામગ્રી માટે પણ **અલ જહ્હાઝલ ઉરૂસ લા યુલ્તાજુ ઈલૈહિ** (અર્થાત્ 'જહાઝ' દુલ્હન માટેની એ સાધન-સામગ્રી છે જેની તેને જરૂર હોય છે) શબ્દ વપરાય છે. આમ આ શબ્દનું મૂળ તો અરબી છે અને ભારતમાં તમામ ધર્મો અને કોમના લોકો તેને જહેજ તરીકે જ ઓળખે છે. જેનો અપભ્રંશ દહેજ શબ્દ વપરાય છે. પરિભાષામાં દહેજ એ સામગ્રી માટે વપરાય છે જે કન્યાના લગ્ન પ્રસંગે વર પક્ષને આપવામાં આવે છે. ભારતમાં દહેજના વર્તમાન સ્વરૂપનો જોટો બીજે ક્યાંય મળવો મુશ્કેલ છે. વળી દહેજની પ્રથા પણ ભારત-પાક ઉપખંડ સિવાય બીજે ક્યાંય નથી અને જ્યાં તેનું અસ્તિત્વ છે ત્યાં આ બદી આ ઉપખંડના પ્રભુત્વનું પરિણામ છે.

દહેજ સંપૂર્ણપણે બિન ઈસ્લામી પ્રથા છે અને તેના તમામ આધારો ખોટાં છે. ઈસ્લામ લગ્નને પુરુષના આર્થિક જીવન સાથે સાંકળે છે જે નીચે દર્શાવેલી હદીસ ઉપરથી સ્પષ્ટ થાય છે:

'હે યુવાનોના જૂથ ! તમારા પૈકી જે ગૃહસ્થી કરી શકે છે તેણે લગ્ન કરવા જોઈએ.'

જીવન અને લગ્નના ખર્ચની જવાબદારી પતિના શિરે છે. પત્નીનું ભરણ-પોષણ અને મકાન, રહેઠાણની જવાબદારી પતિએ અદા કરવાની છે. લગ્ન પ્રસંગે મહેર આપવું આવશ્યક છે જે સાંકેતિક રીતે એ બાબત દર્શાવે છે કે આર્થિક બોજો માત્ર પતિના શિરે રહેશે. લગ્ન પછી પતિ માટે વલીમહ પણ સુન્નત છે. વલીમહ કરવાની જવાબદારી પણ પતિની હોય છે. આ નાણાકીય ખર્ચાઓ એ બાબતનું પણ પ્રતીક છે કે નાણાકીય ખર્ચનો બોજો સંપૂર્ણપણે પતિના શિરે છે, નહીં કે પત્નીના.

ફિકહના વિદ્વાનોએ આની વિવિધ વિગતોનો ઉલ્લેખ પણ કર્યો છે જેના ઉપરથી એ વાતનો ખ્યાલ આવે છે કે તમામ ખર્ચની જવાબદારી માત્ર પતિની છે. દા.ત. હનફી ફિકહ વેત્તાઓનો અભિપ્રાય ટાંકતાં અબૂ ઝોહરાએ લખ્યું છે કે "હનફી ફિકહ વેત્તાઓનો અભિપ્રાય છે કે ઘર અને ઘરની સામગ્રી તૈયાર કરવાની જવાબદારી પતિની છે, કેમકે દરેક પ્રકારનો ખર્ચ, ખાન-પાન, પહેરવેશ અને

રહેઠાણ પૂરા પાડવાની જવાબદારી તેની છે." અને ઘર-ગથ્થુ ઉપયોગની સામગ્રી-દહેજનો સમાવેશ રહેઠાણમાં થાય છે. તેથી ઘરની સામગ્રી પૂરી પાડવાની જવાબદારી પણ પતિની છે. મહેર દહેજનું અવેજ બની શકે નહીં, કારણ કે એ તો એક ભેટ માત્ર છે જેને કુર્આનમાં નેહલા (ભેટ-સોગાદ) નું નામ આપવામાં આવ્યું છે. અને એ સંપૂર્ણપણે પત્નીની માલિકી છે જેનો તેને સંપૂર્ણ અધિકાર છે.

શરીઅતના પાયાના આધારોમાં ક્યાંય એવી દલીલ જોવા નથી મળતી જેના આધારે ઘર-ગથ્થુ સાધન-સામગ્રી પૂરી પાડવાની જવાબદારી પત્નીની ઠેરવી શકાય. અને દલીલ વિના કોઈ જવાબદારી પુરવાર થતી નથી. *(અલ અહ્‌વાલુશ્ શખ્સિયહ, પાના - ૨૩૮)* કેટલાક ફિકહ વેત્તાઓએ પણ આના જેવો જ અભિપ્રાય આપ્યો છે. શક્ય છે કોઈ ફિકહ વેત્તાના મતે પત્ની અથવા તેના કુટુંબીજનો તરફથી કોઈ ભેટ-સોગાદ યોગ્ય હોવાની શક્યતા નીકળી શકે. પરંતુ ઉપખંડમાં પ્રચલિત દહેજને કોઈ પણ યોગ્ય નહીં ઠેરવે. પ્રવર્તમાન દહેજ તો એક બદી છે, જેણે સમાજનો ભરડો લીધો છે. તેના પરિણામે સમાજને અનેક પ્રકારનું નુકસાન થઈ રહ્યું છે. હવે દહેજ માત્ર ઘરની સાધન-સામગ્રી (અસાસુલ બૈત) નથી રહી બલ્કે શોષણ, ઉડાઉ ખર્ચ, દેખાડા અને પોતાની સર્વોપરિતાના પ્રદર્શનનું પ્રતીક બની ગયું છે.

દહેજમાં હવે જરૂરિયાતની વસ્તુઓ પર નહીં બલ્કે બિનજરૂરી વસ્તુઓ ઉપર ભાર મૂકવામાં આવે છે. ફ્રિજ, ગાડી, ટી.વી., બંગ્લો અને અસંખ્ય મોંઘી દાટ વસ્તુઓ દહેજનું અનિવાર્ય અંગ બની ગઈ છે. વ્યક્તિઓ આ વસ્તુઓ દ્વારા પોતાની અમીરીનું પ્રદર્શન કરે છે, બીજાથી આગળ નીકળી જવાના પ્રયત્ન કરે છે, અને જ્યારે સમાજમાં આ બાબત પ્રચલિત થઈ જાય છે ત્યારે આર્થિક રીતે નબળી વ્યક્તિઓ પણ તેના માટે પ્રયત્નશીલ થાય છે, અને આ બાબત તેમના માટે અસહ્ય આર્થિક બોજારૂપ બની જાય છે. ઘણી વાર તો દહેજનો ખર્ચ ઉપાડવા માટે લોકોને પોતાનું ઘર, જમીન અને મિલ્કત પણ ગુમાવવા પડે છે અને આવી પરિસ્થિતિમાં વ્યાજખોરો/શાહુકારોને ઘી-કેળાં થઈ જાય છે. તેઓ લોકોને ઉશ્કેરીને ઊંચા વ્યાજ દરોએ ઉદારતાપૂર્વક ધીરાણ આપે છે. જો કે કરજ લેવાનું ઘણું સરળ છે. પરંતુ તેની ચૂકવણી ઘણી મુશ્કેલ હોય છે. સવિશેષ શાહુકારોનું કરજ તો પરત ચૂકવવાનું ઘણું મુશ્કેલ હોય છે જે વરસાદના પાણીની જેમ વધતું જ જાય છે.

જ્યારે કોઈ મોટો માણસ દહેજ આપે છે અથવા નાનો માણસ પણ દહેજ આપે

છે ત્યારે તે દહેજની રકમ કરતાં બીજી વસ્તુઓ પાછળ વધુ ખર્ચ કરે છે. જાન, જમણવાર અને દેખાડાના બીજા સાધનો કે પ્રસંગોમાં બેફામ ખર્ચ થાય છે જે ઉડાઉ ખર્ચાની વ્યાખ્યામાં આવે છે.

દહેજનું પ્રમાણ અને તેની સાથે આપવામાં આવતી રકમમાં વરરાજાનું જીવન ધોરણ, શિક્ષણ અને નોકરીના કરજમાં સતત વધારો થઈ જાય છે. હવે પરિસ્થિતિ એ છે કે વર (છોકરો) પોતાના જીવન ધોરણ અને શિક્ષણની દષ્ટિએ વેચાણની સામગ્રી અને કન્યા પક્ષવાળા ગ્રાહક બની ગયા છે. વધુમાં વધુ દહેજ આપી અને રોકડ રકમ જેને 'તિલક' કહેવામાં આવે છે આપીને સારા શિક્ષિત અને નોકરિયાત છોકરાઓની હરાજી કરવામાં આવે છે. લોકો ડૉક્ટર, એન્જિનિયર અને ઉચ્ચ નોકરી/હોદ્દાઓ ધરાવતા જમાઈ શોધવા માટે પોતાના બેંક બેલેન્સનું મોઢું ખુલ્લું મૂકી દે છે.

નિકાહ એ શરીઅતની દષ્ટિએ મોટી ઇબાદત છે અને તેની ઉપર સમાજનો આધાર છે અને કુટુંબનું એકમ છે. તેના માટે અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું છે કે 'બરકતની દષ્ટિએ સર્વશ્રેષ્ઠ નિકાહ એ છે જેમાં ઓછામાં ઓછી બનાવટ હોય.' (અર્થાત્ જે સાદગીપૂર્વક યોજવામાં આવે).

સમાજમાં દહેજના રિવાજના કારણે ઉડાઉ ખર્ચ કરવાની વૃત્તિ વ્યાપી ગઈ છે, લોકોના લોભ-લાલચમાં વધારો થયો છે. દહેજની લાલચમાં લોકો દીનદાર સગપણની અવગણના કરી "સારામાં સારા" સગપણ શોધતાં રહે છે. લેનારની લાલચ તો ક્યારેય સંતોષાતી નથી. આપનાર ગમે તેટલું આપી દે તો પણ લેનારની લાલચને સંતોષ થતો નથી. અને 'વધુ હજુ વધુ'ની માગણીઓ થતી જ રહે છે. પરંતુ દરેક વ્યક્તિના સાધનો સીમિત હોય છે.

આવી અઘટિત માગણીઓ સંતોષવાનું દરેક વખતે શક્ય નથી હોતું અને અંતે એ ક્ષણ પણ આવી જાય છે કે જ્યારે માત્ર અને માત્ર દહેજના કારણે બાબત તલાક અને સંબંધ-વિચ્છેદ (તલાક) સુધી પહોંચે છે. પરંતુ પરિસ્થિતિ ત્યારે અત્યંત ગંભીર બની જાય છે કે જ્યારે માત્ર દહેજના કારણે વધૂને બાળી મૂકવામાં આવે છે. આપણા દેશમાં આવા બનાવો અને પુરાવા અસંખ્ય છે જેમાં નવવધૂને માત્ર ઓછા દહેજના કારણે બાળી મૂકવામાં આવી હોય. એવા પણ બનાવો છે કે કન્યાએ પોતાના માટે યથેચ્છા દહેજની વ્યવસ્થા ન થઈ શકવાના કારણે આપઘાત કરી

લીધો હોય. આ ગંભીર સંજોગોના કારણે ખૂન જેવા અપરાધ થઈ રહ્યા છે અને લગ્ન-વિવાહ દેખાડા અને વિનાશનું કારણ બની ગયા છે. દહેજની વ્યવસ્થા નહીં થઈ શકવાના કારણે કોડભરી કન્યાઓ લગ્ન વિના બેસી રહે છે અને પરિસ્થિતિ વધુ વણસે છે. આ સંજોગોમાં આ બદીને નિર્મૂળ કરવાની અને લોકોમાં આની વિરુદ્ધ જાગૃતિ કેળવવાની જરૂરિયાત છે.

પરંતુ સમસ્યા માત્ર દહેજ આપનારાઓની નથી, લેનારાઓની પણ છે. જે દહેજ લે છે તેને પોતાની દીકરી અથવા બહેનના લગ્ન વખતે એ જ પ્રમાણે દહેજ આપવો પડે છે. આમ, આ બાબતે જે વ્યક્તિ આજે ''જાલિમ'' અત્યાચારી છે એ જ ''મજલૂમ'' કે અત્યાચારનો ભોગ બનનાર પણ છે. જે વ્યક્તિ "મજલૂમ" છે એ જ વ્યક્તિ "જાલિમ" પણ છે. આ 'જાલિમ' અને 'મજલૂમ' અત્યાચારી અને અત્યાચારનો ભોગ બનનારના વિષચક્રમાંથી બહાર નીકળવાનો એક માત્ર માર્ગ એ જ છે કે દૃઢ નિર્ધાર સાથે વ્યક્તિ આગળ વધી અન્યાયના દાનવને નિર્મૂળ કરી દે જેનો ભોગ દરેક વ્યક્તિ બની છે અને પોતાના સમાજને તેના શેતાની ચુંગાલમાંથી મુક્તિ અપાવે.

દહેજ જાઈઝ-વિહિત-હોવાની તરફેણમાં અમુક લોકો કેટલાક બહાના રજૂ કરે છે. દા.ત. એક વાત આગળ ધરવામાં આવે છે કે દહેજ આપવું સદંતર યોગ્ય-વિહિત-છે, કારણ કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પણ પોતાની દીકરી હઝરત ફાતિમા રદિ.ને દહેજ આપ્યું હતું. પરંતુ આ પાપનું બહાનું પાપ કરતાં વધુ બદતર જેવું છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ ઉપર આ આરોપ છે કે આપે દહેજ આપ્યું હતું.

આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની બીજી ત્રણ દીકરીઓ હતી. તેમના નિકાહમાં કોઈ દહેજનો ઉલ્લેખ નથી મળતો. બીજું, એ કે આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પોતાના અનેક નિકાહ થયા હતા, કોઈમાં પણ દહેજ જેવી કોઈ વસ્તુનો ઉલ્લેખ જોવા મળતો નથી. માત્ર હઝરત ફાતિમા રદિ.ના નિકાહમાં કેટલીક વસ્તુઓ આપી હોવાનો જ ઉલ્લેખ મળે છે. તેની હકીકત એ છે કે એ તમામ સામગ્રી હઝરત અલી રદિ.ના પૈસાથી ખરીદવામાં આવી હતી. તેથી એ દહેજ નથી બલ્કે પતિ દ્વારા ખરીદવામાં આવેલ સામન-સામગ્રી છે. જે શરીઅતને સુસંગત બાબત છે. હઝરત અલી રદિ.ના નિકાહની વિગતો અસંખ્ય પુસ્તિકાઓમાં ઉપલબ્ધ છે.

તેમાં સ્પષ્ટપણે ઉલ્લેખ છે કે હઝરત અલી રદિ.એ જ્યારે નિકાહનો સંદેશો મોકલાવ્યો ત્યારે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એમને પુછાવ્યું કે ઘર-ખર્ચ અને સાધન-સામગ્રી પેટે પણ કંઈક છે કે કેમ ? હઝરત અલી રદિ. પાસે એક બખ્તર સિવાય બીજું કાંઈ ન હતું. આથી તેમણે એ જ રજૂ કરી દીધું. આથી એ બખ્તર વેચી દેવામાં આવ્યું અને એમાંથી જે ૪૮૦ દિરહમ ઉપજ્યા, તેમાંથી બે મુઠ્ઠી દિરહમ આપે તેમાંથી જરૂરી સાધન-સામગ્રી લાવવા હઝરત અબૂબક્ર રદિ.ને આપ્યાં. તેમણે એક ચામડાનું ઓશીકું, એક કાળી યમની ચાદર, એક પલંગડી, એક કૂજો, એક કાપડ અને મસક વગેરે ઘરની પાયાની જરૂરિયાતની ખરીદી કરી. અમુક રકમમાંથી સુગંધ ખરીદી અને બાકીની રકમ મહેર તરીકે આપી દીધી. *(શરહે મવાહિબ, ૨,૩,૪)*

આ ઘટનામાં તમામ વ્યક્તિઓએ સ્પષ્ટતા કરી છે કે એ (સામાન) હઝરત અલી રદિ.ના બખ્તરના વેચાણની કિંમતમાંથી ખરીદવામાં આવ્યું હતું, જે હઝરત ફાતિમા રદિ. ને વળાવતી વખતે તેમને આપવામાં આવ્યું હતું. પ્રચલિત દહેજ પ્રથા સાથે તેનો કોઈ સંબંધ નથી.

કોઈને કદાચ એવો પ્રશ્ન ઉદ્‌ભવે કે હઝરત અલી રદિ.ને જ આ દહેજ શા માટે આપવામાં આવ્યું. બીજી શાદીઓમાં શા માટે આપવામાં ન આવ્યું. તો એની પણ તર્કસંગત દલીલ મોજૂદ છે. અબૂ તાલિબ મોટું કુટુંબ ધરાવનાર વ્યક્તિ હતા. તેમણે બાળપણમાં અલ્લાહના રસૂલ સ.અ.વ.ની જવાબદારી અદા કરી હતી. જ્યારે અલ્લાહના રસૂલ ઉંમર લાયક થઈ ગયા તો અબૂ તાલિબનો બોજો હળવો કરવા માટે હઝરત અલી રદિ.ના પાલન-પોષણની જવાબદારી સ્વીકારી લીધી. આમ અલ્લાહના રસૂલ સ.અ.વ.નું ઘર હઝરત અલી રદિ. માટે પોતાનું ઘર હતું. લગ્ન પછી નવું ઘર વસાવવાનું હોવાથી નવું ઘર બાંધવામાં આવ્યું. આ લગભગ આજકાલના સંયુક્ત કુટુંબમાંથી જુદા થવાની ઘટના જેવું છે. આના કારણે ઘરની સામગ્રીની વ્યવસ્થા કરવાની જરૂરિયાત ઊભી થઈ હતી. તેમ છતાં એ બાબતની કાળજી રાખવામાં આવી કે તમામ સામગ્રીની વ્યવસ્થા હઝરત અલી રદિ.ના પૈસામાંથી કરવામાં આવી.

દહેજના યોગ્ય-વિહિત હોવાના સમર્થનમાં બીજી આ દલીલ પણ રજૂ કરવામાં આવે છે કે ભારતમાં કન્યાઓને વારસામાં ભાગ આપવાની પ્રથા નથી. આથી

અમે તેના બદલે / અવેજમાં દહેજ આપી દઈએ છીએ. આમ છોકરીનો હિસ્સો તેને મળી જાય છે. આ બહાનું તો બિલ્કુલ તર્કસંગત નથી, કારણ કેઃ

૧. વારસા-વ્યક્તિના મૃત્યુ પછી ઉદ્દ્ભવે છે. સબબ કન્યાઓને તેનું હયાતીમાં અપાવું અને તેને પૂરતું ગણી લેવું તદ્દન અયોગ્ય છે.

૨. વારસાના ભાગ અને હક્ક અલ્લાહે નિયત કરી દીધેલ છે, તેમાં કોઈ વધારો કે ઘટાડો કોઈ પણ રીતે યોગ્ય નથી. વળી વ્યક્તિના મૃત્યુ પછી એ છોકરીનો હિસ્સો કેટલો થશે એની પણ જાણ નથી. આથી દહેજ વારસા હક્કનું સ્થાન લઈ શકે નહીં.

આમ પણ કહેવામાં આવે છે કે દહેજની માગણી કરવી યોગ્ય નથી પરંતુ જો કોઈ પોતે જ દહેજ આપતું હોય અથવા ના પાડવા છતાં આપે તો તેમાં કોઈ વાંધો હોઈ શકે નહીં. આ બાબત પણ યોગ્ય નથી. પ્રથમ તો આવું હોતું નથી. પરંતુ જો કોઈ વ્યક્તિ એમ કહે પણ છે કે હું દહેજ લઈશ નહીં અને જ્યારે મળે તો લઈ લે અને તે પણ એવી રીતે જાણે કે તેમણે તેની માગણી કરી હોય. પરંતુ લગ્ન-વિવાહમાં દહેજનું ચલણ હોવાના કારણે એને શરત-વ્યવસ્થા તરીકે ગણવું જોઈએ. જે વસ્તુ પ્રચલિત હોય તેનો જો ઉલ્લેખ ન પણ કરવામાં આવે તો પણ તે ઉલ્લેખ કરવા સમાન જ છે.

દહેજ લેનારાઓની જવાબદારી છે કે તે કુપ્રથા-કુરિવાજને નાબૂદ કરવા દહેજ લેવાનું સંપૂર્ણપણે બંધ કરી દે. આ તેમનું દીની કર્તવ્ય છે અને નૈતિક જવાબદારી પણ છે. દહેજની નાબૂદી હકીકતમાં તો એક દૂષણને ખતમ કરવા સમાન છે. તેથી તેની નાબૂદી માટે શક્ય હોય તેટલા પ્રયત્ન કરવા જરૂરી છે. વધુમાં દહેજ આપનારાઓએ પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે સમાજની દરેક વ્યક્તિ દહેજ આપી શકે તેવી સ્થિતિમાં નથી હોતી. સમાજમાં તો દરેક પ્રકારના લોકો હોય છે. જેઓ ધનિક છે, તેમણે દહેજ આપવાનું બંધ કરી દેવું જોઈએ. આના પરિણામે જે લોકોની પાસે ધન-સંપત્તિની રેલમછેલ નથી તેવાના સગપણ પણ સહેલાઈથી થઈ શકશે. દહેજ ન આપવાના કારણે બિરાદરી/જ્ઞાતિમાં ઈજ્જત-આબરૂ ઓછી થઈ જવાનું બહાનું યોગ્ય નથી. જો કોઈ વ્યક્તિ દહેજ નહીં આપે તો તેની સમાજમાં પણ કદર થશે અને લોકો પણ તેને યોગ્ય ઈજ્જત, સમ્માન

આપશે. જો જ્ઞાતિ/બિરાદરીની બીક હોય તો પણ વ્યક્તિએ પ્રથમ પોતાની આખિરતની ચિંતા કરવી જોઈએ. બિરાદરી તો એક દિવસ કહેશે અને બીજા દિવસે નવી બાબત બિરાદરીની વાતચીતનું કેન્દ્ર બની જશે.

અમુક લોકો એમ વિચારે છે કે અમે પોતાના દીકરા માટે આટલા રૂપિયા ખર્ચ કર્યા છે. જો પુત્રવધૂ દહેજમાં આ રકમ લઈ આવશે તો અમારો ખર્ચો નીકળી જશે. આવા લોકોએ અલ્લાહનો આ ફરમાન યાદ રાખવો જોઈએ કે જે વ્યક્તિ ધન-મિલ્કત માટે કોઈ સ્ત્રી સાથે નિકાહ કરે છે તો અલ્લાહ માત્ર તેની ગરીબીમાં વધારો કરે છે.

ઉપર્યુક્ત બાબતોથી એ વાત સાબિત થાય છે કે દહેજ આપવું અને લેવું બન્ને નાજાઇઝ-અયોગ્ય છે. ખરેખર તો દહેજ સમાજનું કેન્સર છે જેણે સામાજિક વ્યવસ્થામાં સડો દાખલ કર્યો છે. નિકાહનો પવિત્ર સંબંધ વેપાર બની ગયો છે. તથા ગરીબ અને આર્થિક દૃષ્ટિએ નબળી વ્યક્તિઓ માટે પોતાની બાળકીઓના લગ્ન મુશ્કેલ બની ગયા છે. દહેજના કારણે સમાજમાં ઉડાઉ ખર્ચ કરવાની વૃત્તિ મજબૂત બની છે. લગ્નનો અર્થ હવે બરબાદી થઈ ગયો છે. બન્ને પક્ષો કોઈ કારણ વિના બેફામ ધન-સંપત્તિ ખર્ચ કરે છે અને જો જરૂરિયાત મુજબની સંપત્તિ-ધન ઉપલબ્ધ ન હોય તો લગ્ન કરવામાં સતત વિલંબ કરવામાં આવે છે. (જે અનેક નૈતિક બદીઓમાં પરિણમે છે - અનુવાદક)

દહેજના કારણે અસંખ્ય ખૂન થાય છે. કેટલીય બાળકીઓ તેનો ભોગ બને છે અને કેટલીયં બાળકીઓ આના કારણે લગ્નના પવિત્ર બંધનથી વંચિત રહી જાય છે. ઈસ્લામી આલિમો-વિદ્વાનોએ દરેક યુગમાં દહેજના અયોગ્ય-નાજાઈઝ હોવાની સ્પષ્ટતા કરી છે. ફતાવાએ આલમગીરીમાં પણ આ સ્પષ્ટ આદેશ મોજૂદ છે કે:

"સ્ત્રીને દહેજ લાવવાની ફરજ પાડવી કોઈ પણ રીતે યોગ્ય નથી. તેને આપેલ મહેરમાંથી પણ નહીં અને તે સિવાય પણ નહીં. અને મહેર તો સંપૂર્ણપણે તેનું પોતાનું જ છે તેની ઈચ્છા મુજબ તેનો ઉપયોગ કરી શકે છે." *(આલમગીરી ભા. ૧, પૃ. ૩૧૭)*

અલ-ફિકહ અલા મઝાહિબુલઅરબામાં લખ્યું છે:

"જો કોઈ એક હજારના મહેર ઉપર કોઈ સ્ત્રી સાથે નિકાહ કરે અને વ્યવહાર-

રિવાજ એ હોય કે આટલું મહેર એક મોટા દહેજની તુલનામાં આપવામાં આવે છે. પરંતુ તે સ્ત્રી આમ ન કરે એટલે કે દહેજ ન લાવે તો પતિને એ વાતનો અધિકાર નથી કે તે તેની પાસે દહેજ લાવવાની માગણી કરે. પુરુષે પત્ની માટે એવા રહેઠાણની વ્યવસ્થા કરવાનું વાજિબ છે. જેમાં જીવન-જરૂરિયાતની તમામ સામગ્રી સામેલ હોય" *(પાના ૧૭૨,૧૭૬)*

ઈસ્લામ ઇબ્ને હઝમ વ અન્દલુસીએ લખ્યું છે:

"સ્ત્રીને એ બાબતે પણ ફરજ પાડવી યોગ્ય નથી કે તે પતિ માટે દહેજની સામગ્રી લાવે. ન તો એ મહેરની રકમમાંથી જે પતિએ તેને આપી છે અને ન તેની બીજી મિલ્કતમાંથી, મહેર તો સંપૂર્ણપણે તેનું જ છે તેમાંથી તે ઇચ્છા મુજબ ખર્ચ કરી શકે છે. *(અલ મુહલી, પાના-૬૧૬, ૬૧૮)*

દહેજના પ્રચલિત વિવિધ સ્વરૂપો પૈકીનું એક સ્વરૂપ "તિલક" તરીકે ઓળખાય છે. આજકાલ તિલકના નામે અમર્યાદ રોકડ અને અન્ય કિંમતી વસ્તુઓ છોકરીના પિતા પાસેથી વસૂલ કરવામાં આવે છે. આને વખોડી કાઢતાં મૌલાના બુર્હાનુદ્દીન સંભલીએ લખ્યું છે :

માગણી કરેલ દહેજ કરતાં પણ વધુ ભૂંડું બલ્કે શરમજનક દહેજ એ પ્રથા છે જે અમુક સ્થળે તિલકના નામે પ્રચલિત છે અને જેમાં વાસ્તવમાં પતિને ખરીદવામાં આવે છે. આ પ્રથા તો એટલી શરમજનક અને માનવતા વિરોધી છે કે તેને વખોડવા માટે શબ્દો મળવા મુશ્કેલ છે. તેમ છતાં આ પ્રથા આકાશવેલની જેમ ફૂલી-ફાલી રહી છે. તેથી ઉમ્મતના આલિમો અને સુધારકોની જવાબદારી ખૂબ વધી જાય છે. તેમજ આને નાબૂદ અને નિર્મૂળ કરવા માટે શક્ય તેટલા પ્રયત્નો કરવા જોઈએ, નહિંતર તે આ "**વત્તકુ ફિત્નતલ્લતુસીલ્લલઝીના ઝ લ મુ મિન્કુલ ખાસ્સા** અને બચો એ ઉપદ્રવથી જેની વબાલ ખાસ એ જ લોકો સુધી મર્યાદિત નહીં રહે જેમણે તમારા પૈકી ગુનો કર્યો હોય." *(સૂરઃ અન્ફાલ, આયત-૨૫)* માં જે ધમકી આપણી સમક્ષ આવી છે તેની કલ્પના માત્રથી દરેક માહિતગાર વ્યક્તિને ધ્રુજારી છૂટી જવી જોઈએ.

"આ કુરિવાજ માટે યોગ્ય શબ્દો મળવા તો મુશ્કેલ છે પરંતુ આના પ્રત્યે ગફલત અથવા આંખ મિંચામણાં કરવા આલિમો અને સમાજ સુધારકો માટે યોગ્ય નથી.

કારણ કે આ બદી હવે હદ વટાવી ચૂકી છે. દરેક સ્થળે હજારો યુવાનો અને શિક્ષિત કન્યાઓ લગ્ન વિના બેઠી છે. આ પૈકી અમુક તો આપઘાત સુદ્ધાં કરી લે છે અને અમુક તો ઇસ્લામ ધર્મ ત્યાગી અન્ય ધર્મ અંગીકાર કરી લે છે. અથવા મુર્તદ થઈ જાય છે. જો આ બાબત પરત્વે તાત્કાલિક ધ્યાન નહીં આપીએ તો આ પ્રકારના બનાવોમાં વધારો થશે અને આની જવાબદારીમાંથી મુસલમાનો અને સવિશેષ વગદાર અને શિક્ષિત લોકો છટકી નહીં શકે." *(દહેજ અથવા રોકડની માગણી, પાના:૨૩)*

પ્રોફેસર ઉમર હયાતખાં ગૌરીએ લખ્યું છે :

"આપણા ધનિક વર્ગના લોકોના આ ઉડાઉ ખર્ચ કરવાના વલણના કારણે મિલ્લત માટે અસંખ્ય સમસ્યાઓ પેદા થઈ છે. આનું સૌથી ભયંકર પરિણામ તો એ વૃત્તિનો જન્મ છે જેના કારણે વરપક્ષે પોતાના દીકરાનો લગ્ન-સંદેશો મોકલવાનો અર્થ એ થવા લાગ્યો છે કે સામા પક્ષે દહેજમાં કેટલી મિલ્કત મળે એમ છે. બીજું, આ જ વૃત્તિના કારણે ગરીબ કુટુંબના છોકરાઓ પોતાના કરતાં વધુ ધનિક કુટુંબો તરફ વળવા લાગ્યાં છે જેનાં કારણે ગરીબ કુટુંબોમાં જન્મેલ કન્યાઓ લગ્નથી વંચિત રહી ગઈ છે. તેમની યુવાની આથમી જાય છે છતાં તેમને પતિ નથી મળી શકતા. આનું ત્રીજું નુકસાન એ થઈ રહ્યું છે કે ગરીબ લોકો પણ દઅવત અને દહેજમાં પોતાની હૈસિયત કરતાં વધુ ખર્ચ કરવા મજબૂર બન્યા છે. આ હેતુ માટે ઉછીના પૈસા લેવાની જરૂર પડે છે. જેની આજીવન ચૂકવણી કરતાં કરતાં દમ નીકળી જાય છે. ક્યારેક તો વારસદારોના હક્ક ડુબાડીને પણ જમીન-મિલ્કત વેચવાની ફરજ પડે છે અને આ જ કારણે દીકરીનો જન્મ માતા-પિતા માટે દુઃખદ અને પીડાદાયક ઘટના બની જાય છે. આ દૃષ્ટિએ આપણા ધનિકોનું વલણ ગુનાહિત બની જાય છે." *(અફકારે મિલ્લી : અંક-૨,૩ પાન-૧૩૭)*

પોતાના બીજા એક પુસ્તકમાં તેમણે લખ્યું છે:

"દહેજની આ પ્રથા કે રૂઢિ પર અમલ કરનારા દીકરાના માતા-પિતા ખોટી રીતે લાભ તો મેળવે જ છે, પરંતુ ખુદ બાળકીના પિતાને પણ બાળકીના જન્મ સાથે જ વધુ ને વધુ મિલ્કત એકત્ર કરવાની ચિંતા લાગી જાય છે. યોગ્ય અને સાચી રીતે તો આટલી કમાણી થતી નથી. આથી દીકરીનો પિતા પોતાની દીકરી માટે સારો

પતિ મેળવવા વધુ ને વધુ ધન પ્રાપ્ત કરવા એવા ચોર દરવાજાનો ઉપયોગ કરે છે જે ખરેખર ગુનાનો માર્ગ છે. આમ આ ગુનો અસંખ્ય સામાજિક અપરાધના દ્વાર ખોલી નાખે છે અને મો'મિનના ચારિત્ર્યને બરબાદ કરી મૂકે છે. આની માઠી અસર સમાજ પર પડે છે અને બીજી હરામખોરી લોકોની આદત બની જાય છે."

*(ઈસ્લામી નિઝામે મુઆશરત ઔર જહેઝકી રસ્મ-પાના : ૪૭)*

દહેજની વિનાશકતાનો ઉલ્લેખ કરતાં અબ્દુર્રહમાન કોન્દુએ લખ્યું છે :

દહેજની વિનાશકતા એટલી વધારે છે કે તેનો ઉલ્લેખ કરવા અસંખ્ય પુસ્તકો પણ ઓછા પડે. હવે તો પરિસ્થિતિએ એટલો ભયંકર સ્વરૂપ ધારણ કર્યો છે કે દહેજની માગણીથી કંટાળીને ગરીબ માતા-પિતાની સૌથી વધુ લાયક દીકરીઓ પણ પોતાના ભાવિથી નિરાશ થઈ આપઘાત કરવા અથવા પોતાના ગળામાં ફાંસીનો ફંદો નાખી મટી જવામાં અથવા પોતાને આગમાં નાખી બાળી મૂકવા તરફ વળી રહી છે, કેમકે જ્યાં સુધી દહેજના નામે એ પોતાની સાથે ધનના ઢગલાં લઈને ન આવે ત્યાં સુધી કોઈ એને સ્વીકારતું નથી. *(ફિત્નએ જહેઝ, પાના : ૧૫)*

વાસ્તવમાં દહેજ ખોટી અને પ્રકૃતિ વિરોધી પ્રથા છે. કુદરતે કમાણીની જવાબદારી પુરુષની નક્કી કરી છે. તેથી સ્ત્રીએ લાવેલ સંપત્તિની રાહ જોવાની વૃત્તિ પ્રકૃતિની વિરુદ્ધ છે. વર્તમાન સમાજમાં આ કુરિવાજે જે સ્વરૂપ અપનાવ્યું છે તેને યોગ્ય ઠેરવવું મુશ્કેલ છે. તેથી જ અસંખ્ય વિદ્વાનોએ તેને અયોગ્ય ઠેરવ્યું છે અને દહેજ દ્વારા જે આવક સામગ્રી અને રોકડ સ્વરૂપે થાય છે તેને "હરામનો માલ" ઠેરવ્યો છે. આવા માલનો ઉપયોગ અને તેનો લાભ લેવો નાજાઈઝ-અયોગ્ય છે. આ એવો માલ-ધન/સામગ્રી છે કે જેનો લેનાર અને આપનાર બન્ને ગુનેહગાર બને છે. ટૂંકમાં અયોગ્ય માર્ગ અને અત્યાચાર બન્ને ચેપી વલણો છે. મૌલાનાએ લખ્યું છે :

"આ પ્રકારની માગણી પછી જે માલ (સામગ્રી/રોકડ) મળશે તે શરીઅતની દૃષ્ટિએ લાંચ હશે કે જેનું આપવું અને લેવું બન્ને હરામ છે. અલ્લાહે તો આવા માલ માટે સુહત શબ્દ પ્રયોગ કર્યો છે અને રિબા (વ્યાજ) અને સુહત એ ગંભીર અપરાધ છે, જે આચરવાના કારણે કુર્આનમાં અનેક સ્થળે યહૂદીઓની આકરી ટીકા કરવામાં આવી છે. અંબિયા અલૈહિસ્સલામના ખૂન જેવા અપરાધ સાથે તેનો ઉલ્લેખ કરી

તેમને આકરા અઝાબને પાત્ર ઠેરવવામાં આવ્યા છે."

હદીસ શરીફમાં અલ્લાહના રસૂલ સ.અ.વ.એ ફરમાવ્યું છે : "સુહત અર્થાત્ હરામના માલનો જેણે ઉપયોગ કર્યો હોય તેના માટે જહન્નમની આગ વધુ યોગ્ય છે." *(મિશ્કાત)*

આવી જ રીતે બીજી એક હદીસમાં છે : "હરામ ખોરાકથી પોષણ પામેલ શરીર જન્નતમાં જઈ શકશે નહીં." *(મિશ્કાત, બૈહકી)*

અને જ્યાં સુધી આવા માલનો ઉપયોગ કરતા રહેશે ગુનેગાર રહેશે. કોઈ મુસલમાનની દીની સંવેદનશીલતા શું એટલી હદે મરી પરવારી જઈ શકે કે તે સમગ્ર જીવનમાં ગુના અને હરામથી ખરડાયેલો રહે ? એ બાબતનો ઉલ્લેખ પણ કદાચ અસ્થાને નહીં જણાય કે હરામ માર્ગે મેળવેલ વસ્તુઓના ઉપયોગથી નમાઝ અને દુઆને અલ્લાહની સ્વીકૃતિ નથી મળતી. એવી વ્યક્તિ જેને અખિરતમાં પૂર્ણ શ્રદ્ધા હોય તે પોતાના સમગ્ર જીવનની નમાઝ વેડફી નાખવા અને અલ્લાહ સમક્ષ સતત ગુનામાં સંડોવાયેલ (લિપ્ત) હોવાની પરિસ્થિતિમાં રજૂ થવાનું પસંદ કરશે? તો આવા ધન-સંપત્તિથી બિલકુલ એ જ રીતે બચવું જોઈએ કે જેવી રીતે સાંપ, વીંછી અને અન્ય ઝેરી પ્રાણીઓથી આપણે બચીએ છીએ. એટલું જ નહીં એના કરતાં પણ વધારે કાળજી લેવી જોઈએ કારણ કે ઝેરી પ્રાણીઓના દંશ-ડંખના કરડવાની અસર તો આ દુનિયા પૂરતી જ મર્યાદિત રહે છે પરંતુ હરામ માલની ભયંકર અસરો તો આ દુનિયામાં પણ પડે છે અને એ દુનિયામાં પણ બાકી રહે છે કે જેને આખિરત કહેવામાં આવે છે.

અહીં એક બીજી હદીસનું વર્ણન કદાચ યોગ્ય રહેશે. એ હદીસમાં કહેવામાં આવ્યું છે કે આ રીતે (શરીઅત વિરુદ્ધ) પ્રાપ્ત કરેલ ધન-સંપત્તિમાં બરકત-વૃદ્ધિ નથી. અર્થાત્ તે ઝડપથી નાશ પામે છે, એટલું જ નહીં બલ્કે તે મહદ્ અંશે પોતાની સાથે દુન્યવી મુસીબતો અને તકલીફો લઈને આવે છે. આવી વ્યક્તિ જો સદ્કો કરે તો સામાન્ય રીતે તે મુસીબત ટાળવાનું કારણ બને છે, પરંતુ આવી વ્યક્તિનો કોઈ સદ્કો પણ સ્વીકારાતો નથી. *(દહેજ અથવા રોકડ રકમની માગણી-પાના ૨૪,૨૫)*

ઉમ્મતની દરેક વ્યક્તિ અને વિશેષ ભારતના મુસલમાનો દહેજની લેવડ-દેવડ અથવા તિલકની પ્રથાનો અમલ કરતી વખતે એ વાત અવશ્ય દૃષ્ટિ સમક્ષ રાખવી

જોઈએ કે ક્યાંક આમ કરીને આપણે પોતાની આખિરતને તો બરબાદ નથી કરી રહ્યાં ? ક્યાંક એવું તો નથી ને કે દુનિયાના દેખા દેતા આ ધન-સંપત્તિ અને ઝાક-ઝમાળ માત્ર થોડાક દિવસ માટેના અને ફરેબ માત્ર છે. પોતાના પરિણામની દૃષ્ટિએ આ ચળકાટ નથી પરંતુ અંધકાર અને અઝાબ છે.

આવા વાતાવરણમાં સમાજના બધા લોકોની એ જવાબદારી છે કે તેઓ આ ફિત્નાને નિર્મૂળ કરવા માટે પ્રયત્નશીલ બને અને લોકોના માનસમાં તેના ખરાબ હોવાની વાત ઉતારવાની કોશિશ કરે. આ બદી-ફિત્નાને અટકાવવા લોકોએ સૂચનો પણ રજૂ કર્યા છે. અમુક લોકો મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડને આ માટે જવાબદાર માને છે કે તે આને નાબૂદ કરવાની કોશિશ કરે. અમુક લોકો મુસ્લિમ સંગઠનો-સંસ્થાઓ ઉપર આની જવાબદારી ઢોળી દે છે. પરંતુ એ ન ભૂલવું જોઈએ કે આ જવાબદારી દરેક મુસલમાનની છે અને એની શ્રેષ્ઠ પદ્ધતિ તો એ છે કે આલિમો અને બુદ્ધિજીવીઓ પોતાના સંબોધનો, વકતવ્યો અને પોતાની વિશિષ્ટ મહેફિલોમાં આના ખરાબ હોવાનો ઉલ્લેખ કરે. લોકોનું આ ભૂંડી પ્રથાઓનો ત્યાગ કરવા તરફ ધ્યાન દોરે. પોતે આદર્શ-નમૂનો પૂરૂં પાડી આ પ્રથાઓ નાબૂદ કરે; અને જે મોટા માણસો-મહાનુભાવો આ પ્રકારની પ્રથાઓનો અમલ કરે તેમના પ્રસંગોમાં હાજરી ન આપે. અને લોકોને બતાવે કે અમે આ પ્રસંગોમાં એટલા માટે સામેલ નથી થયા કે ત્યાં ઇસ્લામી આદર્શોનું છડેચોક અને બેફામ ઉલ્લઘંન થઈ રહ્યું છે. જો આમ આયોજનબદ્ધ રીતે પ્રયત્નો કરવામાં આવે તો આ ફિત્ના-બદીને ધરમૂળથી ઊખેડી ફેંકી શકાશે અને આ અત્યાચારરૂપી ચેપ કે જેનો ભોગ સમાજની દરેક વ્યક્તિ બની રહી છે તેને નાબૂદ કરી શકાશે.

# વારસાધિકાર - ઈસ્લામી દૃષ્ટિબિંદુથી

મુસ્લિમ સમાજમાં અને સવિશેષ ભારતીય મુસ્લિમ સમાજમાં જે સડો પેઠો છે તે માત્ર દહેજ અને લગ્ન વગેરે પ્રસંગોમાં બેફામ ખર્ચ દ્વારા જ વ્યક્ત થતો નથી. એવી બીજી બાબતો પણ છે જે ઇસ્લામી આદેશોની સ્પષ્ટ નાફરમાની અને અલ્લાહતઆલાના આદેશોના ઉલ્લંઘન દ્વારા પણ વ્યક્ત થાય છે. આ પૈકી એક વારસાધિકાર છે. વારસાધિકાર એક એવી બાબત છે જેના ઇસ્લામી આદેશોનું સમાજમાં સામાન્યતઃ ઉલ્લઘંન થતું જોવા મળે છે. સૌ પ્રથમ તો વારસાઈની વહેંચણી શરીઅતના આદેશ પ્રમાણે કરવામાં આવતી જ નથી. અને ક્યાંક ક્યાંક જો કરવામાં આવતી પણ હોય તો પણ એમાં એટલા બધા ષડ્યંત્રો રચવામાં આવે છે કે વાસ્તવમાં ઈસ્લામી વારસાધિકાર રહેતો નથી. બલ્કે અજ્ઞાનતા પૂર્ણ વારસાધિકાર બની જાય છે, જેના વિષે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈયહિ વસલ્લમનું ફરમાન છે.

"જે વારસાની અજ્ઞાનતામાં વહેંચણી થઈ એ અજ્ઞાનતાની વહેંચણી ઉપર (આધારિત) છે." *(ઇબ્ને માજહ)*

વારસાની સમસ્યા આપણા સમાજમાં એટલી ગંભીર છે કે કોઈ વ્યક્તિએ ગુનાથી સુરક્ષિત નથી. મૂળભૂત રીતે આમાં કન્યાઓને વારસામાંથી વંચિત રાખવામાં આવે છે. પરંતુ તેની બદી એટલી દૂરગામી અને એવી છે કે આ અપરાધમાં તમામ લોકો ભાગીદાર બની જાય છે. કન્યાઓને વંચિત રાખીને જે વારસો વહેંચવામાં આવશે અથવા કોઈ પણ સાચા વારસદારને વંચિત રાખીને જે વારસો રહેશે તે નાજાઇઝ અને હરામ હશે. અલ્લાહતઆલાએ સ્પષ્ટપણે આદેશ આપ્યો છે કે વારસાની વહેંચણી તેણે ચીંધેલ વહેંચણી પ્રમાણે કરવામાં આવે અને જે લોકો આ પ્રમાણે વહેંચણી નથી કરતા તેને ગંભીર ચેતવણી આપવામાં આવી છે. અલ્લાહતઆલાનો આદેશ છે :

"અને જે અલ્લાહ અને તેના રસૂલના આદેશોની અવજ્ઞા કરશે અને તેણે નક્કી કરેલી મર્યાદાઓ ઓળંગી જશે તેને અલ્લાહ આગમાં નાખશે, તેના માટે અપમાનજનક શિક્ષા છે." *(સૂરઃ અન્નિસા - ૧૪)*

જે લોકો અલ્લાહે ચીંધેલા માર્ગે પોતાની મિલ્કતની વહેંચણી નથી કરતાં તેમના માટે કેટલી ગંભીર શિક્ષાની ચેતવણી છે, આ અંગે મૌલાના સૈયદ અબૂદલ આ'લા મૌદૂદી રહ.એ તફહીમુલ કુર્આનમાં આ આયતની તફસીર-સ્પષ્ટીકરણમાં લખ્યું છે:

"આ એક અત્યંત ભયંકર આયત છે જેમાં એ લોકોને કાયમી અઝાબની ધમકી આપવામાં આવી છે જે અલ્લાહે નિયત કરેલ વારસાના કાયદામાં ફેરફાર કરે છે અથવા અલ્લાહે પોતાના ગ્રંથમાં જે કાનૂન મર્યાદાઓ સ્પષ્ટપણે નક્કી કરી દીધી છે તેનું ઉલ્લઘંન કરે છે, પરંતુ અફસોસની વાત એ છે કે મુસલમાનોએ આવી ગંભીર અઝાબની ધમકી છતાં યહૂદીઓ જેવી ધૃષ્ટતા દાખવીને અલ્લાહના કાનૂનમાં ફેરફાર કરી તેની મર્યાદાઓ ઓળંગી છે, વારસાના કાનૂનનું ઉલ્લંઘન તો ખુદાની વિરુદ્ધ ખુલ્લેઆમ બંડની કક્ષાએ પહોંચી ગયું છે, ક્યાંક તો સ્ત્રીઓને વારસામાંથી વંચિત કાયમી રીતે કરી દેવામાં આવે છે, અને ક્યાંક માત્ર દીકરાને જ વારસાનો હક્કદાર ઠેરવવામાં આવે છે, અને ક્યાંક ધરમૂળથી વારસાની વહેંચણીની પદ્ધતિને ત્યજી દઈ "સંયુક્ત કૌટુંબિક મિલ્કત" ની પદ્ધતિ અપનાવવામાં આવી, અને ક્યાંક સ્ત્રી અને પુરુષ બન્નેનો ભાગ સમાન રાખવામાં આવ્યો." *(તફહીમુલ કુર્આન - પાના :૩૨૦,૩૨૧)*

વારસા અંગેના અલ્લાહના આદેશો જે **યૂસીકુમુલ્લાહ**થી શરૂ થાય છે તેની બાબતમાં દાખવવામાં આવેલ દોરંગીપણું અને અલ્લાહના આદેશો પ્રત્યે આંખ-મીંચામણાં બલ્કે તેનું સરિયામ ઉલ્લંઘન અત્યંત ભયંકર છે. આ બાબત દુનિયા અને આખિરત બન્ને સ્થળે બગાડ-સડાનું કારણ બનશે. અલ્લાહે વારસોનો જે ભાગ નિયત કર્યો છે તે દરેક સંજોગોમાં યોગ્ય અને ડહાપણ ઉપર આધારિત છે. એવાં કોઈ પણ પ્રકારનું ફેરફાર અથવા તેના પ્રત્યે ઉદાસીનતા સંપૂર્ણપણે નાજાઇઝ છે. વારસોના ભાગ નક્કી કર્યા બાદ અલ્લાહતઆલાએ ફરમાવ્યું છે કે, અલ્લાહતઆલા જાણનાર અને જ્ઞાન ધરાવનાર છે. અર્થાત્ બંદાઓ માટે શું લાભકારક છે અને કઈ વસ્તુમાં તેમની દુનિયા અને આખિરતનો લાભ છે તેનું સૌથી વધુ જ્ઞાન અલ્લાહને છે, અને આ જ ડહાપણને દૃષ્ટિ સમક્ષ રાખી આ શીખ આપી છે કે જેથી માનવીએ પોતાની ભલાઈનો માર્ગ જ અપનાવવો જોઈએ અને બદીના માર્ગથી દૂર રહેવું જોઈએ. સફળતાનો માર્ગ આ જ છે. અને આ સિવાયનો

દરેક માર્ગ વિનાશ અને નુકસાન તરફ દોરી જનાર છે.

વારસા અંગે ઈસ્લામી આદેશો અને અલ્લાહે નિયત કરેલ આદેશો બાબતે કેટલીક સૈદ્ધાંતિક બાબતો આ પ્રમાણે છે :

ઈસ્લામમાં સ્ત્રીઓને માત્ર પુરુષોના ભાગ કરતાં અડધો ઠેરવવામાં આવ્યો છે. અથવા એમ કહી શકાય કે પુરુષોનો ભાગ સ્ત્રીઓ કરતાં બમણો છે. આ સામાન્ય આદેશ છે. કુર્આનનો આદેશ છેઃ

"તમારી સંતાન વિષે અલ્લાહ તમને આદેશો આપે છે કે, પુરુષનો ભાગ બે સ્ત્રીઓ સમાન છે." (સૂરઃ અન્નિસા - ૧૧)

આ સૈદ્ધાંતિક માર્ગદર્શન/આદેશ છે. આના કારણે ઈસ્લામની વિવિધ વર્તુળો દ્વારા ટીકા પણ કરવામાં આવે છે કે તેમાં સ્ત્રીનો અધિકાર અડધો છે. ઘણા મુસલમાનો પણ આ ટીકાકારોની જાળમાં ફસાઈને તેમના સુરમાં સુર પરોવે છે. અને પોતાની જાતને સેક્યુલર અથવા કોમ્યુનિસ્ટોની યાદીમાં સામેલ કરવાની કોશિશ કરે છે. પરંતુ આ બાબતે આપણે એ વાત યાદ રાખવી જોઈએ કે આ વહેંચણી અલ્લાહતઆલા દ્વારા કરવામાં આવી છે જે દરેક વસ્તુથી સુમાહિતગાર છે. આથી એમાં પુષ્કળ ડહાપણ અને ભલાઈ રહેલી હશે. આ પૈકી અમુકનો અંદાજ તો માનવી પોતે પણ કરી શકે છે.

દા.ત. સ્ત્રીની આર્થિક જવાબદારીઓ બિલ્કુલ નથી એટલે સુધી કે તેની પોતાની આર્થિક જવાબદારી પણ તેની પોતાની ઉપર નથી. તેના બુનિયાદી ખર્ચ પુરુષોના શિરે છે, પછી તે પિતા, પતિ અથવા સંતાન પર હોય. અર્થાત્ તેને આર્થિક ખર્ચ કરવામાંથી બાકાત રાખવામાં આવી છે અને તેના આર્થિક ખર્ચની જવાબદારી પણ બીજા ઉપર છે.

આમ સ્ત્રીની આર્થિક જરૂરિયાત "શૂન્ય" બરાબર છે અને તેની સરખામણીએ પુરુષની આર્થિક જવાબદારીઓ અનેકગણી વધારે છે. પત્નિના પાલન, સંતાનના પાલન અને જો માતા-પિતા હયાત હોય તો એમનું પાલન પણ એના માટે જરૂરી છે. આમ પુરુષની આર્થિક જવાબદારીઓ અનેક ગણી છે અને સ્ત્રીની આર્થિક જવાબદારીઓ બિલ્કુલ નથી. આ પરિપ્રેક્ષ્યમાં, પુરુષને સ્ત્રીની સરખામણીમાં બમણો ભાગ આપવો તર્કસંગત અને ન્યાયોચિત છે અને આ જ પદ્ધતિ યોગ્ય છે. જે લોકો

પુરુષ અને સ્ત્રીને સમાન હિસ્સો આપવાનો દાવો કરે છે તેમના દાવાઓ પ્રકૃતિ અને ભલાઈની વિરુદ્ધ છે.

આ વહેંચણીની બીજી એક મસ્લેહત-ભલાઈ એ પણ છે કે સ્ત્રીને બે સ્થળેથી ભાગ મળે છે. પિતાએ મૂકેલી મિલ્કતમાંથી ભાગ મળશે અને પતિએ મૂકેલી મિલ્કતમાંથી પણ તેને ભાગ મળશે. અર્થાત્ તેને વારસો મળવાના સ્ત્રોત બમણા છે. જ્યારે પુરુષને એક જ સ્ત્રોતથી વારસો મળે છે એટલે કે પિતા તરફથી. વળી સ્ત્રી જેની આર્થિક જવાબદારીઓ શૂન્ય છે અને જેને વારસામાંથી બે સ્થળેથી હિસ્સો મળે છે તેના કરતાં પુરુષનો હિસ્સો બમણો હોય એ બાબત મસ્લેહતનો તકાદો છે.

આ બાબતે કોઈ એવા મૂર્ખામીપૂર્ણ વાંધા રજૂ કરી શકે કે પુરુષની આર્થિક જવાબદારી અનેકગણી હોય તો તેને સ્ત્રીની સરખામણીમાં અનેક-ગણો હિસ્સો મળવો જોઈએ. અથવા જેમ સ્ત્રીને પુરુષની મિલ્કતમાંથી ભાગ મળે છે એવી જ રીતે પુરુષને પત્નીની મિલ્કતમાંથી પણ ભાગ મળવો જોઈએ. પરંતુ આ બન્ને વાંધાઓ અર્થહીન છે, આનો જવાબ આટલા ટૂંકા સમયમાં આપવા માટે સમય વ્યતીત કરવાનું યોગ્ય નથી.

પ્રથમ તો આપણા સમાજમાં વારસામાં હક આપવાનો રિવાજ છે જ નહીં. વળી અપવાદરૂપ સંજોગોમાં ક્યાંક એ હક્ક આપવામાં આવે પણ છે તો એમાં પણ ઘણી નવી સમસ્યાઓ ઊભી થઈ છે. દા.ત. એક એ કે સ્ત્રીને સ્થાવર મિલ્કતમાં ભાગ આપવામાં આવતો નથી, માત્ર જંગમ મિલ્કતમાંથી ભાગ મળે છે. આ વૃત્તિ ઘણી ભયંકર છે અને અલ્લાહના આદેશોનું એ જ પ્રમાણે ઉલ્લંઘન છે જેમ કોઈને વારસા હક્કમાંથી વંચિત રાખવામાં આવે. મૃતક પોતાની પાછળ જે સમગ્ર મિલ્કત મૂકીને જાય છે એ તમામમાં સંતાનનો ભાગ અલ્લાહની વહેંચણી મુજબ વાજિબ છે. આમાંથી કોઈ વિશિષ્ટ મિલ્કતને બાકાત રાખવી યોગ્ય નથી. સૌને સમાન ભાગ આપવો જોઈએ, છોકરાઓને એમના ભાગ પ્રમાણે અને છોકરીઓને એમના ભાગ પ્રમાણે. વળી માતા અથવા પત્ની અથવા સંતાનને એમના ભાગ પ્રમાણે. આમાં વધારો ઘટાડો કરવો યોગ્ય નથી.

આવી જ રીતે કેટલીક જગ્યાએ પ્રથા છે કે દાદેઇલાહ મકાનો વારસામાંથી બાકાત રાખવામાં આવે છે અને તેમાં પુત્રીનો ભાગ રાખવામાં નથી આવતો જે

યોગ્ય નથી. એમનો ભાગ તો આમાં પણ એ જ રીતે વાજિબ થશે જેમ બીજા માલ-મિલ્કતમાં. જો કે મસ્લેહતના કારણે એ શક્ય છે કે એમને દાદેઈલાહી મકાનોમાંથી એમના ભાગ પ્રમાણે જાઇઝ અને સમાનતાના ધોરણે બીજી મિલ્કત અથવા એમના ભાગની કિંમત આપી દેવામાં આવે. તેમને વંચિત કરવા જાઇઝ નથી.

કેટલાક લોકો મિલ્કતની વહેંચણી શરીઅતના આદેશ પ્રમાણે કરે તો છે પરંતુ બહેનોને વિવિધ રીત-રિવાજોનો આશરો લઈ અથવા પોતાની વગનો પ્રભાવ પાડી ફરજ પાડે છે કે તેઓ પોતાનો ભાગ કોઈ ભાઈ માટે જતો કરે. આમ મિલ્કતની વહેંચણી તો થઈ જાય છે પરંતુ વાસ્તવમાં છોકરીઓને તેમનો ભાગ મળતો નથી. આ પણ નાજાઈઝ છે અને અલ્લાહના આદેશની હાંસી ઉડાડવા સમાન છે. અલ્લાહતઆલાએ જેનો જે ભાગ નિયત કરી દીધો છે તેને એ મળવો જ જોઈએ, તેને કોઈ પણ રીતે વંચિત રાખવો જાઇઝ નથી.

કેટલાક લોકો એવા વાંધાઓ રજૂ કરે છે કે ઇસ્લામી વારસા કાયદામાં પૌત્રને અમુક સંજોગોમાં વારસામાંથી વંચિત રાખવામાં આવે છે જે યોગ્ય નથી. મૌલાના અસ્લમ જયરાજપૂરીએ તો આ વિષય ઉપર એક સ્વતંત્ર પુસ્તક પણ લખ્યું છે અને પુરવાર કર્યું છે કે પૌત્રને કોઈ પણ સંજોગોમાં વારસામાંથી વંચિત રાખી શકાય નહીં. ફિકહના વિદ્વાનોમાં એ બાબતે સર્વસંમતિ છે કે જો કોઈ વ્યક્તિના પુત્રો હયાત હોય તો તેના પૌત્રોને વારસામાંથી ભાગ નહીં મળે, પછી ભલે તેઓ અનાથ હોય. અર્થાત્ જો એ પૌત્રનો પિતા હયાત હોત તો તે પણ પોતાના ભાઈઓ સાથે પોતાના પિતાની મિલ્કતમાંથી ભાગ મેળવી શકત. પરંતુ હવે જ્યારે તે હયાત નથી તો એના બાળકો એનું સ્થાન લઈ શકે નહીં. આ એક જાણીતી બાબત છે, અને આ બાબતે અસંખ્ય લોકોના અભિપ્રાયો પણ છે. મૌલાના સૈયદ અબૂલ આ'લા મૌદૂદી રહ. એ ''રસાઇલ વ મસાઇલ'' ભાગ-૨ માં આ અંગે ચર્ચા કરી છે. અત્રે અમો એને નકલ કરવાને પૂરતું માનીએ છીએ. મૌલાના લખે છે :

''ઇસ્લામી ફિકહના વિદ્વાનોમાં આ બાબતે સર્વસંમત્તિ છે કે દાદાની હયાતીમાં જે પૌત્રનો પિતા મૃત્યુ પામ્યો હોય તેને વારસો મળતો નથી. બલ્કે તેના કાકાઓને વારસો મળે છે. જો કે મને હજુ સુધી કુર્આન અને હદીસમાં એવો કોઈ સ્પષ્ટ આદેશ જોવા મળેલ નથી જેનો ફિકહના વિદ્વાનોના આ અભિપ્રાયનો આધાર ગણી શકાય. પરંતુ એ બાબત કે ઉમ્મતના ફિકહના વિદ્વાનો વચ્ચે ભૂતકાળથી

લઈને આજ સુધી આ અંગે સર્વસંમતિ રહી છે એ જ કારણે આ બાબત આટલી મજબૂત બની જાય છે કે આના વિરુદ્ધ કોઈ અભિપ્રાય આપવો મુશ્કેલ છે. આમ પણ આ વાત બુદ્ધિગમ્ય જણાય છે, કેમકે પૌત્ર કોઈ પણ સંજોગોમાં પોતાના પિતાના માધ્યમથી જ દાદાની મિલ્કતમાં ભાગ ધરાવવાને પાત્ર બની શકે છે, નહીં કે સીધે સીધો પોતે જ. જો કોઈ વ્યક્તિનો પુત્ર તેની હયાતીમાં જ મૃત્યુ પામે અને તે વિવાહિત ન હોય તો આપ પોતે પણ એ વાતનો સ્વીકાર કરશો કે તેનો ભાગ નહીં રહે. એમ નહીં બને કે પિતાના મૃત્યુ પછી તેની મિલ્કતમાંથી એના મૃત્યુ પામેલ દીકરાનો ભાગ પણ કાઢવામાં આવે અને તેના પુત્રનો વારસા હક્ક એની માતા અને એના ભાઈઓને વધારીને આપવામાં આવે. એવી જ રીતે આ મૃત્યુ પામેલ પુત્રની જો કોઈ પત્ની મોજૂદ હોય તો પણ તે પોતાના સસરાએ મૂકેલી મિલ્કતમાં ભાગ મેળવવા હક્કદાર બનતી નથી. આમાં એનો પુનર્લગ્ન થયા છે કે નહીં એ બાબત સાથે કોઈ સંબંધ નથી. તો શા માટે એ બાબતનો આગ્રહ રાખો છો કે માત્ર તેનો પુત્ર મોજૂદ હોવાની સ્થિતિમાં તેનો ભાગ જતો ન રહે અને તેના પુત્રને એનો ભાગ મળે.

અનાથના પાલન-પોષણનો પ્રશ્ન તો શરીઅતની દૃષ્ટિએ એના કાકા એના Guardian (પાલક) હોય છે અને તેમની એ શરઈ જવાબદારી છે કે તેઓ એના પાલન પોષણની વ્યવસ્થા કરે. વળી શરીઅતે વસિયતનો આદેશ એટલા માટે જ આપ્યો છે કે જો કોઈ મૃતક પોતાની પાછળ મિલ્કત મૂકીને જતો હોય અને તેના કુટુંબમાં પાત્રતા ધરાવનાર લોકો મોજૂદ હોય તો તે એમની મિલ્કતની તરફેણમાં વસિયત કરે. એક તૃતિયાંશ ભાગ તે વસિયત કરી શકે છે અને આમાં એ માટે અવકાશ છે કે જો તે કોઈ અનાથ પૌત્ર મૂકીને જઈ રહ્યો હોય અથવા વિધવા મૂકીને જઈ રહ્યો હોય જે નિરાધાર હોય, અથવા કોઈ વિધવા ભાભી અથવા ગરીબ ભાઈ અથવા વિધવા બહેન મૂકીને જઈ રહ્યો હોય તો એમના માટે વસિયત જરૂર કરવી. આ મોકળાશ રાખવાનું કારણ એ જ છે કે કાનૂની વારસદારો ઉપરાંત કુટુંબમાં જે લોકો મદદની જરૂરિયાતવાળા હોય એમની મદદની વ્યવસ્થા કરી શકાય.''

જો કે આજકાલ લોકોમાં વારસાની વહેંચણીની વૃત્તિમાં વધારો થયો છે. અને એ વૃત્તિમાં પણ વધારો જોવા મળે છે કે લોકો પોતાની હયાતીમાં જ પોતાના વારસાની વહેંચણી કરી દે છે. આ વલણ પણ ખોટું છે, કારણ કે વ્યક્તિ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી તેના વારસદારો તેના માલના હક્કદાર બનતા નથી. એ તો

બની શકે કે તે કોઈને કાંઈક બક્ષિશ આપી દે અથવા ભેટ આપી દે. પરંતુ વારસાની વહેંચણી નથી કરી શકતો. તેણે સંતાનને એવા સંસ્કાર આપવા જોઈએ કે સંતાન પોતે શરીઅત મુજબ વારસાની વહેંચણી કરે. એ વ્યક્તિની જવાબદારી તો એ છે કે તે પોતાની માતા અથવા પિતાની મૂકેલ મિલ્કતની શરીઅત મુજબ વહેંચણી કરે, નહીં કે પોતાની મિલ્કતની. વાસ્તવમાં શરીઅતના આદેશોને તેના યથા યોગ્ય સ્થાને રાખવા ખૂબ જરૂરી છે અને એ જ સ્થળે એના આદેશો મુજબ નિર્ણયો થાય તો શરીઅતનું વાસ્તવિક યોગ્યં પાલન શક્ય છે, અન્યથા તે પોતાની ઈચ્છાઓનું અનુસરણ અથવા બનાવટી દીનદારી ગણાશે.

આજકાલ એક સમસ્યા એ પણ ઉપસ્થિત થઈ છે કે લોકો વસિયત દ્વારા પોતાની કોઈ સંતાનને વારસાધિકારથી વંચિત કરી દે છે અને કોઈકને બધું જ આપી દે છે. આ પણ જાઈઝ નથી અને ઓલાદ-સંતાનના જે અધિકારો અલ્લાહે નિયત કરી દીધા છે તેનું ઉલ્લંઘન છે. આવી કોઈ વસિયતની કોઈ હૈસિયત નથી બલ્કે વારસદારની તરફેણમાં તો કોઈ પણ પ્રકારની વસિયત મૂળથી જ માનવામાં નહીં આવે. હદીસમાં સાફ શબ્દોમાં આદેશ છે કે, વારસદારની તરફેણમાં વસિયત આધારભૂત નથી. *(અબૂ દાઊદ-ઈબ્ને માજહ)*

“અલ્લાહતઆલાએ દરેક વારસદારનો હિસ્સો નક્કી કરી દીધો છે. આથી કોઈ વારસદાર માટે વસિયત આધારભૂત નથી.” *(અબૂ દાઊદ-ઈબ્ને માજહ)*

કેટલાક લોકો સંતાનની નાલાયકી અને નાફરમાનીના કારણે એ સંતાનને વારસાધિકારથી વંચિત કરી દે છે પરંતુ આ પણ જાઈઝ નથી. સંતાનને વારસા હક્કથી વંચિત કરવાની બાબત યોગ્ય નથી. એમનો હિસ્સો એમને દરેક સંજોગોમાં મળવો જોઈએ.

આનો ટૂંક સાર એ જ છે કે સંતાનને વારસામાં ભાગ/હિસ્સો આપવો અને સાથો-સાથ તમામ વારસદારોને એમનો હિસ્સો આપવો. અલ્લાહનો કાયદો છે. એનું પાલન પુષ્કળ ભલાઈ અને સફળતાનું કારણ છે. અને એની ઉપેક્ષા દુનિયા અને આખેરતમાં વિનાશ અને નિષ્ફળતામાં પરિણમે છે. અલ્લાહતઆલાએ સાફ શબ્દોમાં જણાવ્યું છે :

“આ અલ્લાહે નિયત કરેલ મર્યાદાઓ છે. જે અલ્લાહ અને તેના રસૂલની

આજ્ઞાનું પાલન કરશે તેને અલ્લાહ એવા બાગોમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે અને એ બગીચામાં તે હંમેશાં રહેશે. અને આ જ મોટી સફળતા છે. અને જે અલ્લાહ અને એના રસૂલની નાફરમાની કરશે અને એની નિયત કરેલી મર્યાદાઓને ઓળંગી જશે તેને અલ્લાહ આગમાં નાખશે, જેમાં તે હંમેશાં રહેશે અને તેના માટે અપમાનજનક સજા છે." *(સૂરઃ અન્નિસા - ૧૩,૧૪)*

આથી સમગ્ર ઉમ્મતે મુસ્લિમાની એ જવાબદારી છે કે વારસાહક્કની સાચી વહેંચણી પોતાના સમાજમાં પ્રચલિત બનાવે અને અલ્લાહે નિયત કરેલ એ મર્યાદાઓને ઓળંગવાથી દૂર રહે.